# ભૂમિકા.

અસહકાર ઉપર મ્હારા ભાષણની ગુજરાતી આવૃત્તિ પ્રસિદ્ધ કરતાં મ્હને ખુશી હાંસલ થાય છે કે, થોડાં અસહકારી પત્રો, જે મ્હારી સાથે એકમત થઈ શકતાં નથી તે સિવાય મ્હારા મિત્રો અને પ્રશંસા કરનાર મારા સ્નેહીઓએ મ્હારા કામની કદર ઉજળા ભાવે કરી છે અને સદર્હુ પત્રિકા યોગ્ય સમયે બહાર પડવાથી ઉપયોગી થઇ પડશે એમ સૂચવ્યું છે. મ્હારા ઉપર અને વિશેષે કરીને નામદાર બ્રીટીશ સરકાર ઉપર અસહયોગીઓનો રોષ તૂટી પડયો છે. તેઓની ઘણીખરી ટીકાનો ઉત્તર દેવો પણ વ્યાજબી નથી; પરંતુ મ્હારા આગલા લેખમાં કેટલાક મુદ્દાઓનો ખુલાસો બાકી રહી ગયો છે તેથી તેમનો જવાબ વાળવા હું પ્રયત્ન કરીશ.

અસહકારીઓ ગુસ્સામાં એટલા બધા મદાન્ધ બન્યા છે કે સરકારી રાજ્યમાં કાંઇ પણ સારૂં તેમની નજરે પડતું નથી. તેઓ કહે છે કે તેઓની ગરીબાઈનું કારણ હિન્દુસ્તાનમાં સરકારી રાજ્યનું આગમન એજ છે. આમ કહેવામાં તેઓની ભૂલ છે કારણકે દેશી રાજ્યોની પ્રજા, જેનું ક્ષેત્રફળ બ્રીટીશ રાજ્ય કરતાં ૨/૫ જેટલું છે અને જેઓ અનાદિ કાળથી સ્વતંત્ર રાજ્યકર્તાઓની હકુમત તળે છે, તેઓ કાંઇ બ્રીટીશ પ્રજાને મુકાબલે કોઇ રીતે વધારે

આબાદ અને ધનવાન નથી. તેઓ તદ્દન ભૂલી જાય છે કે હિન્દની દરિદ્રતાનાં મુખ્ય કારણો નીચે પ્રમાણે છેઃ

૧ સંયુક્ત કુટુંબ પદ્ધતિ–જેમાં આખાં કુટુંબનાં બીજાં બધાં નહિ કમાતાં અંગભૂતો એકજ આદમી પર બોજારૂપ હોય છે.

૨ કમાણીનાં સાધનની તૈયારી કર્યા પહેલાં લગ્નમાં જોડાવું અને સંતતિ સાંપડવી.

૩ ઉંચી કોમોમાં, ઘરખર્ચમાં ફાળો આપવા સંબંધમાં સ્ત્રીઓની મદદનો અભાવ.

૪ વિધવાઓ અને તેમનાં કુટુંબોના નીભાવનો બોજો.

આ અનિષ્ટો પોતેજ ઉત્પન્ન કરેલાં હોવા છતાં, અસહકારીઓ સરકાર ઉપર શામાટે દોષ આરોપે છે ?

હિન્દુસ્તાનના ઇતિહાસનો કોઇ પણ પ્રમાણિક અને સાચો અભ્યાસી આવા વિચારો માટે દીલસોજી ધરાવી ન શકે. ઇસ્ટ ઈન્ડીયા કમ્પની પાસેથી, હિન્દુસ્તાનનો રાજ્ય–અમલ બ્રીટીશ સરકારે સંભાળ્યો ત્યારથી હિન્દુસ્તાનને લગભગ દરેક દિશાએ પ્રગતિ કરી છે. આ પાંસઠ વર્ષમાં હિન્દુસ્તાનના ઇતિહાસમાં જે સુધારા થયા છે તે હિન્દુ અથવા મુસલ્માન બાદશાહી રાજ્યોની તેટલી મુદતના રાજ્ય અમલના સુધારાઓ સરખાવતાં, અનુપમ છે. રેલ, તાર અને ટપાલ ખાતાંની સંસ્થાના ફેલાવાથી, હિન્દુસ્તાનની સ્થીતિ ઘણીજ સુધરી છે. હિન્દી વેપારના આયાત નિકાસના આંકડાઓ જોતાં આશ્ચર્ય લાગશે કે વ્યાપાર પૂરપાટ આગળ વધ્યો જાય છે. આ શું સૂચવે છે? ગરીબી કે આ-

બાદી ? બ્રીટીશ સરકારે, અદ્યાપિપર્યંત વ્યાપારની છૂટના ધોરણે કામ કર્યું છે. તેને લઇને અનાજ, રૂ અને બીજી ચીજોનો બહોળો નીકાસ કરવાને તે શક્તિવાન થયેલ છે. અનાજના આ મોટા નીકાસને લીધે અનાજની મોંઘવારી વધી પડી છે અને જો નીકાસ બંધ થાય તો બધાં દુઃખ દરદો બંધ થઇ જાય એમ આપણો અજ્ઞાન સામાન્ય જનસમુદાય માની લે છે એ તેમનો ખોટો ખ્યાલ છે. અર્થશાસ્ત્રનાં મૂળ તત્ત્વોથી તેઓ અજ્ઞાત છે. અનાજ દેશાવર ખાતે ચઢતું ન હોય એવા એકાદા દેશી રાજ્યનો દાખલો તો લ્યો. શું બ્રીટીશ પ્રજા કરતાં તે દેશી રાજ્યની પ્રજા વધારે ધનવાન અને આબાદ છે એમ કોઇ કહી શકે છે ? જરાયે નહિ. હિન્દની દરિદ્રતાની તુલના શાથી થઈ શકે ? એક હિન્દવાસીની સરેરાશ વાર્ષિક આવક રૂા. ૩૩ છે એવી ડીગ્બી સાહેબની માન્યતા તેજ શું દરિદ્રતાની કસોટી છે ? ખરી નિર્ધનતા નક્કી કરવી હોય તો, મધ્યમ વર્ગના લોકોની આંતરિક રહેણી તરફ દષ્ટિ કરવી જોઇયે. હિન્દના મધ્યમ વર્ગના લોકોમાં લગ્ન કે ઉત્તરકાર્ય પ્રસંગે, જ્ઞાતિભોજનમાં જે ઉડાઉપણું જોવામાં આવે છે તે તરફ આંખ આડા કાન કરવા ન જોઇએ. આજકાલ એક રૂપીયાનું ઘી ૮ છટાંકભાર, ખાંડ દોઢ શેર અને લોટ ૩ાા શેર મળે છે. હાલ કરતાં ચોગણી સોંઘારતના જમાનામાં થતું હતું તેટલુંજ ઉડાઉ ખર્ચ હાલ પણ કારજ વગેરે પ્રસંગે કરવામાં આવે છે. કહો, નિર્ધનતાની આ નીશાની કે ધનિકતાની ? શું ગરીબી હોય તો, ક્રિયાઓના ફાજલ ખર્ચોમાં નાણાં ઉડાવાય ? કોઈ કહેશે, વ્યાજે નાણાં કાઢી આવા પ્રસંગો

ઉકેલવામાં આવે છે. કબૂલ, પણ કરજ અદા કરવા પૂરતી શાખ કે મિલ્કત બીલ્કુલ ન હોય તો ઉધારે નાણું મળી શકે ખરાં કે? ત્રીસ વર્ષ પહેલાં, કન્યાને જે ઘરેણું ચઢાવાય તે ચાંદીનું ઘરેણું ચઢાવવાનો રીવાજ હતો. આજકાલ, સોનાનાં ઘરેણાં ચઢાવાય છે. આ તે ગરીબી કે દોલતની નીશાની? આ હકીકતનું ટીકા કરનાર કેવી રીતે ખંડન કરે છે? જો તેઓ કહે કે વખતના વધવા સાથે રહેણી કરણીનું પ્રમાણ પણ વધે, તો પછી તેમાં જવાબદારી પણ પોતાનીજ ઠરે. સરકારને શા ખાતે દોષ ચઢાવવો? તમામ સામાજીક અને ધાર્મિક બાબતોમાં ઇંગ્રેજ સરકાર હમેશાં તટસ્થતા જાળવી રહેલ છે. આ વસ્તુસ્થિતિનો હિન્દવાસીએ અઘટતો લાભ લીધો છે એટલે કે કુટુંબ–વ્યવહાર–તંત્ર ચલાવવામાં તેઓ નિરંકુશ છે એમ તેઓનો ખ્યાલ છે અને સાચી વાત પણ તેમ છે. પણ જે ઉડાઉપણું, વ્યાવહારિક કામકાજમાં પોતા થકી જ નીપજેલ છે અને પરિણામે નિર્ધનતા આવે છે તેનો દોષ ઇંગ્રેજ સરકારને માથે શા વાસ્તે ચડાવવો જોઇએ? આ ફાજલ ખર્ચોમાં શું કાપકૂપ ન થઈ શકે અને શું નાતવરાઓ વગેરેના ખર્ચોમાં ઘટાડો કરી સોનાને બદલે રૂપાનાં ઘરેણાં વાપરી સાદી જીંદગી ઉપર ન આવી શકે? પણ આવા આરામચેનની આદત પડી એટલે એમ તો તેઓ કરશે નહિ, પણ તેઓ કહેશે કે અમારી નિર્ધનતા, બ્રીટીશ સરકારના આવવા સાથે આવી! આ તો એવો ઘાટ થયો કે કમળો હોય તે બધુંજ પીળુંજ દેખે. પારકાનાં ઝીણાંમાં ઝીણાં

છિદ્રો જોવાં સારાં લાગે, પોતાના પગ તળે દોષોના ઢગલા હોય તો કાંઈ નહિ !

૧૮૫૭ ના બળવા ઉપરથી શીખામણ લઈ, ચુસ્ત ધાર્મિક તટસ્થતા જાળવવાના વીકટોરીયા રાણીના ઢંઢેરાને સરકાર મક્કમપણે વળગી રહેલી છે એ હકીકત, આક્ષેપ કરનારાઓ ભૂલી ગયા છે? સરકાર જ્યારે તેના સુસ્થાપિત નિયમોને ચૂસ્તપણે વળગી રહે છે ત્યારે હિન્દવાસીઓ આ રાજનીતિને અંગે ઉદ્ભવતી પોતાની જવાબદારીઓ ચૂકી બેઠા છે. બીજા શબ્દોમાં કહીયે તો ઇંડિયા સરકારની મદદની કશી અપેક્ષા રાખ્યા વિના પણ, પોતાના સામાજીક અને ધાર્મિક અભ્યુદયનો માર્ગ, હિન્દવાસીએ ઘડવો જોઇયે. હું પૂછું છું કે અસહકારી પૈકી કેટલા વિધવા પુનર્લગ્નના હિમાયતી છે, કેટલાઓએ કજોડાંનાં લગ્ન થતાં રોકયાં છે અથવા અસ્પૃશ્યોદ્ધાર અમલમાં મૂકયો છે? આવા અથવા મળતા સુધારાઓનો અમલ કરવા તેઓમાં ઉત્સાહ દેખાતો નથી તેમ ગવર્મેન્ટને અમલમાં મૂકવા દેતા પણ નથી. મિ. "પટેલ," મિ. "બસુ" અને ડૉકટર "ગૌર"નાં "સિવિલ મૅરેજ બિલ"ના દાખલા મોજૂદ છે. તે વખતે તો ધર્મને નામે ઘોંઘાટ મચાવી મૂકયો ! ગવર્મેન્ટની બે પક્ષ વચ્ચેની કફોડી સ્થિતિ રહી. એક તરફ જૂના વિચારવાળા અને બીજી તરફ સુધારાવાળાઓનો પક્ષ. તોપણ કાઉન્સીલોમાં આવા ખરડાઓ રજુ થાય છે તેમાં સરકાર, સભ્યોના હાથ અનિયંત્રીત રહેવા દે છે. આ સંજોગોમાં ઇંગ્રેજ સરકારનો દોષ કાઢવો

એ નકામું છે. રાજદ્વારી હક્કો મળવા માટે, સરકાર સામે લડતાં પહેલાં જો અસહયોગીઓએ સમાજ–સુધારણાનો ઉકેલ કરવા માંડ્યો હત તો વધુ ફાયદાવાળું થાત, કેમકે સામાજીક તેમ રાજકીય ઉન્નતિ સાથે સાથે સરખા બળથી પ્રગતી કરે છે.

ઉપર દર્શાવેલી જાતના સામાજીક સુધારાઓની બાબતમાં દેશી રાજાઓએ પણ ઉત્તેજન નથી આપ્યું એમ તેઓના ઉપર પણ આક્ષેપ કરવામાં આવે છે. વડોદરા, માઇસોર, ઇન્દોર, વિગેરે કેટલાંક દેશી રાજ્યો આ દિશામાં કાંઈક આગળ વધ્યાં છે પણ લોકોની પોતાની પૂરી સહાનુભૂતિ વિના આવી તરેહના સુધારાઓ જો જબરાઈથી કરવામાં આવે તો પરિણામે કાયદાનો ભંગ થવાનો પ્રસંગ આવે; કારણકે લોકોની મરજી વિરૂદ્ધ તે સુધારો હોઇ, લોકો તે રાજ્યો કદાચ છોડી પણ ચાલ્યા જાય. લોકો દિલથી તૈયાર હોય તોજ દેશી રાજ્યો સુધારા કરવા તૈયાર છે, નહિતો નહિ. લોકો પંડેજ ઢીલ કરે તો દેશી રાજ્યોપર જવાબદારી રહેતી નથી. સરકારની વિરૂદ્ધ લોકોને અથડાવવામાં જે બળ અસહકારીઓએ વાપર્યું છે તે જો સામાજીક સુધારા કરવા પાછળ વાપર્યું હત તો હિન્દના અને સ્વરાજ્યના હક્કમાં ઘણો ફાયદો થાત પણ પોતાની શક્તિનો અવળો ઉપયોગ કરવામાં તો તેઓ પોતેજ દોષવાન ઠરે છે.

ખીલાફતની તરફેણમાં તેના હીમાયતીઓ તરફથી ઘણું બોલવામાં આવ્યું છે. તેઓ ખરાખોટા જે હોય તે

બઢે, પણ એટલું તો નિર્વિવાદપણે કહી શકાય કે તેઓની માગણી વધુ પડતી છે. સરકારે દરેક વિગ્રહમાં ટર્કીને મદદ કરી છે, ખાસ કરીને રૂશીયા સાથેની લડાઈ વેળા. આમ જો ન બન્યું હત તો યૂરોપના નકશામાંથી ક્યારનુંએ ટર્કીનું નામ નીશાન ભૂંસાઈ ગયું હત. જે સરકારે ટર્કીને મોતમાંથી બચાવ્યું છે તે સરકાર જો તેને અત્યારે તેની એક બીમાર આંગળી કાપી નાંખવાની સલાહ આપે તો મોત કરતાં આ નાની કુરબાની માટે પોતાની નસીબદારી ટર્કીએ ન માનવી જોઇએ? પોતાની સ્થિતિ ઉપર જો ટર્કી આ પ્રમાણે નજર કરે તો પોતાની વર્ત્તણુક માટે તેણે પશ્ચાત્તાપ કરવો ઘટે કેમકે જો ટર્કી જર્મની સાથે લડાઈમાં ન ભળ્યું હોત તો લડાઇ આટલી લાંબી મુદ્દત લંબાત નહિ. તો પછી આ કસુરને માટે પોતાની સત્તા અને મુલકમાં કાંઇક ઘટાડો કરવામાં આવે તો ગેરવાજબી ન ગણાય. જરા ઇન્સાફની નજરથી આ બાબત તપાસો. મુસ્લીમ આમવર્ગને એમ કહેવામાં આવે છે કે તમારાં ધર્મના પવિત્ર સ્થાનો દૂષિત થાય છે અને ભડકી ઉઠેલા લોકો તે સાચું માની બેસે છે. પરંતુ સરકારે વારંવાર ખાત્રી આપી કહી દીધું છે કે એમ ભડકવા કશું કારણ નથી અને મિત્રરાજ્યોને આપેલ વચનને બાધ ન આવે તેટલે દરજ્જે મુસલમાન આલમના હક્કો જાળવવાનું મિત્રરાજ્યો ઉપર દબાણ તેઓ ચલાવે છે. તેઓએ ખામોશ પકડી સરકારને નાહક મુંઝવવી ન જોઇએ. મુસલમાનના પવિત્ર સ્થળો સુધરેલા રાજ્યોની હકુમતતળે, ફરમાન ( Mandates ) અનુસાર મૂકાશે અને અજમેર કે હિન્દુસ્તાનના બીજા ભાગમાં, સર-

કારી દેખરેખ નીચે, તેઓની દરગાહો જેમ સહીસલામત છે તેમજ સદર્હુ પવિત્ર સ્થળો સહીસલામત રહેશે, એમ મુસલમાન ભાઈઓએ ખાત્રીથી માનવું, કેમકે હરકોઈ ધર્મનાં તીર્થક્ષેત્રો ઉપર સખ્તાઇ ચાલે તે ખુદ સરકાર કદિ ચાહે નહિ. આવાં કારણોને લઈ, મુસલ્માન આમ પ્રજાએ સબૂરી રાખવી ઘટે અને ધર્માંધતાનો જૂસ્સો ઉશ્કેરવો ન ઘટે. મ્હારી મુસલ્માન આલમને મ્હારી આ સલાહ છે.

કોઇ પણ કાર્ય કે યોજના સંપૂર્ણ કહી શકાયજ નહિ, કેમકે સુધારા માટે હમેશાં અનંત અવકાશ હોય છે. જ્યાં-સુધી દુનીયા કાયમ છે ત્યાંસુધી દરેક બાબતમાં સુધારો થયા કરવાનો. હું પૂરેપૂરો સુધરી ચૂકયો એટલી માત્ર માન્યતાથી કોઈએ આત્મસુધારણાનો વિચાર માંડી ન વળાય. તેજ મીસાલે બ્રીટીશ સરકાર કે દેશી રાજ્યો સંપૂર્ણ હોઇ ન શકે પણ આ વાતની તો ના પાડી શકાય કે તેઓ હમેશાં જમાનો વધતો ચાલે છે તેની સાથે દરેક દિશામાં પ્રગતિ કરી રહેલ છે. તમારે ગુસ્સાને લઇને અધીરા થઈ દરેક બાબતને વખોડવી ન જોઇએ અને ન્યાયબુદ્ધિ છોડી દેવી ન જોઇએ. જે ભલું થયું હોય તે માટે સરકારનો શુક્ર માનો અને વધુ મદદની ઉમેદ રાખતા હો તો અદબસર અને દલીલપૂર્વક માગણી કરો. સ્વરાજ્યના કેન્દ્રની ચોક્કસ મર્યાદા બંધાએલી છે. સવાલ માત્ર અમુક સમયનો છે. તમારી ઉમેદવારીના અરસામાં તમારૂં વર્ત્તન કેવા પ્રકારનું રહે છે તે ઉપર બધો આધાર રહે છે.

છાપાં અને જાહેર ભાષણો દ્વારા, જાતિદ્રોહ ફેલાવવો એ સ્વરાજ્યના હક્કમાં નુકસાનકર્ત્તા છે. તમે જોઇ શકતા

નથી કે અંગ્રેજ લોકો અને સરકારી નોકરોએ નવી સુધારાની યોજનાને માથે ચઢાવી છે. મહેસુલી કમીશનર લોકો, જેના દરવાજા આગળ તાલુકદારો ભટકતા ફરતા હતા, તે કમીશનરોને હાલ મીનીસ્ટર થએલ તાલુકદારોની તેહેનાતમાં હાઝરાહજુર રહેવું પડે છે. આ એક શું જબર ફેરફાર નથી ? આ ફેરફારને લીધે ઐક્ય અને પરસ્પર સ્નેહ–ભાવમાં વૃદ્ધિ થઈ છે, તો છડેચોક જાતિદ્રોહનાં ભાષણો કરીને શા સારૂ તેમને કનડવા અને મુંઝવવામાં આવે છે ? મ્હારી સલાહ તો આવેલો વખત સંભાળપૂર્વક જોઇ વર્ત્તી લેવાનો છે. યુરોપીયન લોકો અને અમલદારો સાથે હાથોહાથ મીલાવી ચાલો. તેમની સાથેનો સંબંધ તોડયો ન પાલવે.

બ્રીટીશ અમલના ફાયદાઓ અગણિત છે. ગણુતાં પુસ્તકનાં પુસ્તક ભરાય. પાણી, હવા, ગરમી અને પ્રકાશની આપણી હસ્તીને માટે જેટલી જરૂર છે તેટલીજ જરૂર હિન્દુસ્તાનના વિકાસ અને અભ્યુદયની ખાતર, હિન્દમાં બ્રીટીશ રાજ્ય અમલની છે.

હવે આશા રાખીશું કે માત્ર કેળવણી અને કેળવણીજ વિધવિધ જાતના લોકો, વિવિધ સંપ્રદાયવાળાઓ, વિવિધ ભાષા બોલનારાઓને એકતાના ઝૂંડા નીચે ભેગા રહે છે તેમ ભેગા મુકી શકે. તેઓએ સતત સ્મરણમાં રાખવું કે એક શાહનશાહત અને એકજ સમ્રાટના તેઓ નાગરિકો છે. વાસ્તે નીચેની પુરાણી દંતકથા ઉપરથી બોધ લઈ સંપસંપીને તેઓ સહચાર કરશે એમ ઉમેદ રહે છે. એક પક્ષીને બે મોઢાં અને એક ઉદર હતું. તેને અમૃતફળ

જડ્યું. બન્ને મોઢાં તેનો સ્વાદ લેવાને ઝગડો કરી પડ્યાં, પણ એકજ મોઢું સ્વાદ લેવાને ફત્તેહમંદ થયું. પહેલાં મોઢાં ઉપર વેર લેવાની બુદ્ધિથી એક ઝેરી ફળ ગોતી બીજે મોઢે ખાધું. પરિણામે પક્ષી મૃત્યુવશ થયું. તેજ પ્રમાણે હિન્દની વિધવિધ જાતિઓ પોતપોતાના સ્વાથ તાકે તો પરસ્પર ઝગડા કરવામાં સાર નથી પણ જે શહેનશાહતના તેઓ અંગભૂત છે તેને ટકાવી રાખવા તેઓએ એકસંપીથી ભેગા મળી કાર્યશીલ રહેવું જોઇયે. હિન્દની દરેક જાતિના ફાયદા સારૂ બ્રીટીશ સરકારનું અસ્તિત્વ છે અને સરકારનું હિત ચાહવામાં પોતાનું હિત દરેક શખસ સાધી શકશે. વસ્તુસ્થિતિ આ પ્રકારની હોવાથી આપણો પરમધર્મ રાજ્ય પ્રતિનો છે. માટે આપણા દેશભાઈનાં સમસ્ત કલ્યાણની ખાતર હરવખતે પ્રસન્ન વદને આપણી હલકી ઇર્ષ્યાવૃત્તિઓ તથા સંકુચિત સ્વાર્થવૃત્તિઓ જતી કરવી જોઇયે.

જે સૂર્યનારાયણ આસપાસ તેઓ ફરે છે તેની સર્વોપરિ આજ્ઞામાં તેઓ ન રહે તો ટુંક વખતમાં ચંદ્ર, તારાગણ, નક્ષત્ર વિગેરે એક બીજા સાથે અથડાઇ ભાંગી ભૂકો થઈ જાય. તેજ પ્રમાણે આપણા શહેનશાહની આજ્ઞાવશ પ્રજા તરીકે તેના કાયદા પ્રમાણે આપણે વર્ત્તીશું તો શાંતિ અને સમૃદ્ધિ આપણી છે. આપણા સ્વાર્થ સાથે બીજાના સ્વાર્થની અથડામણી થવા દઈશું તો ખસૂસ આપણાં નસીબમાં અશાંતિ અને બરબાદી સીવાય બીજું નથી.





# અસહકાર ઉપર ભાષણ.



આ બારીક સમયે તમારા સારૂ આ પત્રિકા લખાવવા છપાવવા તથા ફેલાવવા હું શું કામ આટલો બધો ઇંતેજાર છું તે જાણવા તમે લોકો આતુર હશો એમ હું માનું છું. મારી ઉમ્મર ૬૭ વર્ષની છે. મારા સંસ્થાનનો વહીવટ કરવાનો મને ૫૧ વર્ષનો અનુભવ છે. અગાઉ આવો પ્રયત્ન મેં કદી કર્યો નથી. પણ આ વાર મને લાગે છે કે અંતરમાં એવો કુદરતી ઉમળકો ઉઠયો કે આ દરજ્જે વાત પહોંચે ત્યાંસુધી મારે ચૂપ બેસી ન રહેવાય અને દુનીયા ગમે તેમ કરે તેનો ખ્યાલ રાખ્યા વિના, હાલ ચોમેર—છેક આપણા આંગણા લગી—જે રાજકીય વાતાવરણ ઉછાળા મારી રહ્યું છે તે ધ્યાનમાં લેઇ પાકો વિચાર કર્યા પછી જે અભિપ્રાય ઉપર હું આવ્યો છું તે પ્રજા સમક્ષ મારે રજુ કરવો જોઇએ. જ્યારે મુંબઇમાં પહેલવહેલી મરકી ફાટી નીકળી ત્યારે કોઇને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે કોઈ દહાડો તેનાં પગલાં શાહપરામાં થશે, પણ બાર વર્ષ પછી, સૌ જાણે છે તેમ અહીં પણ, તેની પધરામણી થઈ અને ત્યારબાદ દર ત્રીજે અને ચોથે વર્ષે આપણી હાજરી

તે લે છે. ઈન્ફ્લ્યુએન્ઝાનું પણ તેજ પ્રમાણે બન્યું. પરારની સાલમાં તેણે શાહપરામાં દેખાવ દીધો અને આપણાં સંખ્યાબંધ માણસો તેના ઝપાટામાં આવી જતાં વસ્તિમાં ઘટાડો થઇ ગયો. આખા હિન્દુસ્થાનનો રાજકીય મહા વ્યાધિ—અસહકાર રૂપી મહામારી—પ્રભુ એટલાં વાનાં ન કરે, પણ મને દહેશત છે કે શાહપરામાં પણ આવે. કેમકે આપણી સરહદ ઉપર તે જોસભેર ફાટી નિકળવાનાં ચિહ્નો જોવામાં આવે છે. આ દાવાનળની ઝાળમાંથી તમને બચાવી લેવા એવી મારી મુરાદ છે. આ હીલચાલ સાથે આપણો શો સંબંધ છે તે હું તમને સમજાવવા અને તેમાંથી આપણે અળગા રહી આ બોલ્શેવીક અરાજકતામાંથી નીપજતી પાયમાલીમાંથી કઈ રીતે બચી જઇએ તેની ચોક્કસ સૂચનાઓ કરવા ઇચ્છું છું. મારા સમજવા પ્રમાણે તમારૂં હિત જેમાં વધારે સમાયેલું છે તેથી જો તમે મારી સાથે સહાનુભૂતિ ધરશો તો મને આશા છે કે ઉપરની અસરથી તમે બચી જશો. તમને ચેતવવા એ મારી ફરજ છે અને મારી સલાહ પ્રમાણે વર્તવું તે તમારૂં કર્તવ્ય છે.

---

જગત પરિવર્તનશીલ છે. જુની કહેવત છે કે જુનો ક્રમ પલટે અને નવો જામે, જેનો અનુભવ આપણને હજુસુધી પ્રત્યક્ષ થયેલ ન હતો. ફક્ત સિદ્ધાંત તરીકે તે આપણે શીખ્યા હતા. પણ સને ૧૯૧૪ થી ૧૯૧૯ સુધીનાં પાંચ વર્ષો સુધી જે જર્મન વિગ્રહ ચાલ્યો તેની તથા તેના

ઉત્તરકાંડની અસરથી એટલા બધા વિવિધ, જલદ અને ભયંકર ફેરફારો તમામ દિશાએ ઉત્પન્ન થયા કે, જે સૈકાના સૈકાઓમાં પણ બીજી રીતે અસંભવિત હતા, રૂશીયાનું મહારાજ્ય,* જે યુરોપના રાજ્યો પૈકી સૌથી મજબુત, મોટું અને પહેલા દરજ્જાનું હતું અને અત્યારસુધી હિન્દુસ્થાનની છાતી ઉપર ભયાનક હાથ સમાન હતું તેનું નામ નિશાન રહ્યું નહિ, બીજા દરજ્જાનું જર્મનીનું સલ્તનત જે તોરમાં દુનિયાને એમ સાબીત કરવા મથી રહ્યું હતું કે " બળીયાના બે ભાગ " તે દુનીયાની પીઠ ઉપરથી અદશ્ય થઇ ગયું છે. તેજ પ્રમાણે આસ્ટ્રીયા હુંગરીના મહારાજ્યની દશા થઈ છે.

આ રાજ્યોએ, મજબુત, બલિષ્ટ બ્રીટીશ સત્તા સામે માથું ઉંચકયું. ફળ એ આવ્યું કે તેમનો પરાજય થયો અને તદ્દન વિનાશ થયો, જ્યારે ઇંગ્લંડે પૂરેપૂરી જીત મેળવીને અણીશુદ્ધ પોતાની ઈજ્જત સાચવી રાખી, એટ-

---

* રશિયા એ બ્રિટિશ પ્રજાનું મિત્રરાજ્ય હતું અને ઇ. સ. ૧૯૧૭ સુધી તે એ સંબંધથી રહ્યું હતું. એજ વર્ષમાં આ અહિતકર અને વિષમય અસહકારના મતથી એ બળવાન રાષ્ટ્રની ખુવારી થઈ, જર્મની તથા ઓસ્ટ્રીયાએ તેને સખ્ત હાર ખવરાવી અને પરિણામે તે ભયાનક સ્થિતિમાં આવી પડયું કે જે સ્થિતિમાં અત્યારે એ દેશનાં પુરૂષો સ્ત્રીઓ તથા બાળકો મળીને ૧ કરોડ ને ૬૦ લાખ મનુષ્યો ભૂખમરાથી મરી રહ્યાં છે અને વોલ્ગા નદીપરનો રસાળ પ્રદેશ કે જે એક વાર રશિયાનો ધાન્યભંડાર હતો તે રણના રૂપમાં ફેરવાઇ ગયો છે. અસહકારનાં ફળોનો આ એક અનુપમ બોધપાઠ છે.

લુંજ નહિ પણ ફ્રાન્સની મદદે ઉભા રહીને પાયમાલીમાંથી તેને ઉગાર્યું.

આ તાજેતરનાં યુદ્ધના ઇતિહાસમાં વિસ્તારથી ઉતરવા આ યોગ્ય સ્થાન નથી કારણકે આ લડાઈના બનાવો સ્મરણમાં તાજાજ છે. એટલું કહેવું બસ થશે કે બેશક જર્મન રાજ્ય, કળા તથા વિજ્ઞાનથી દરેક શોધોમાં ખાસ કરીને યુદ્ધવિષયક બાબતોમાં, બીજાં રાજ્યો કરતાં ચઢીઆતું હતું. વૈજ્ઞાનિક દિશામાં જર્મની બીજા બધા કરતાં અગ્રસ્થાન ભોગવતું હતું. આકાશમાં ઉડતાં હવાઇ વિમાનો તેઓએ બાંધ્યાં અને જે જગ્યાપરથી તેઓ પસાર થતાં હતાં તે ઉપર અધરથી ગોળાઓ ફેંકતાં હતાં. ખાસ જાતની યાંત્રિક તોપો અને જળયાનો બનાવ્યાં હતાં. ટોરપીડો અને કાંટાવાળા તારો તેઓએ શોધી કાઢયા. વૈજ્ઞાનિક હિકમતોથી થોડો સમય જર્મનો ફાવ્યા પણ આ બધું છતાં તેઓને સખત હાર ખમવી પડી, કારણકે “ ધર્મ ત્યાં જય ” એ સત્યને ખોટું ઠરાવવા તેઓ માગતા હતા. લડાઈના ઉત્તર કાંડ તરીકે ઘણાં સખત પરિણામો આવ્યાં જે અત્યારે આપણને હેરાન કરે છે. ટુંકામાં બોલતાં તેઓ નીચે પ્રમાણે છે. (૧) લાખો માણસો યુદ્ધમાં મરાયા જેને લીધે અસંખ્ય સ્ત્રીઓ વિધવા થઈ બેઠી અને લાખો બાળકો અનાથ થયાં. આને લીધે વસ્તિ ઘણી ઘટી પડી છે. તેની ખોટ ઘણાં વરસો સુધી પણ પૂરી પાડી નહિ શકાય. તમે એમ સમજો છો કે આ નાનું સુનું નકશાન છે? (૨) અબજો રૂપીઆનું એ કરજ વધી ગએલ છે અને તેના ઉપર ચઢતા વ્યાજની રકમ એટલી બધી મોટી છે કે તે પતાવતાં પ્રજા-

કીય સામ્રાજ્યને પણ વરસોનાં વરસ નીકળી જશે. (૩) અનાજના ભાવ એટલા તો ચઢી ગયા છે કે ઘઉં રૂપીએ ત્રણ કે ચાર શેર મળે છે, જે ભાવ એક વખત ઇંગ્લાંડમાં ચાલતો હતો. રૂપીઆ એકનું દશ છ ટાંક ઘી મળે છે અને જે દેશમાં એક કાળે એમ કહેવાતું કે દુધ, દહીં, મધની નદીઓ ચાલે છે તે આ દેશમાં આજ ચાર આને શેર દુધ વેચાતું મળે છે. (૪) તેજ પ્રમાણે કાપડ અને ખાનપાનની ચીજની ખરીદમાં પણ મોઘારત લાગી રહી છે. આર્થિક દૃષ્ટિએ, મજુર વર્ગ ઉપર આ મોઘાવારીની માઠી અસર થાય છે. વચલા વાંધાના લોકોને મોંઘવારીનો ડંખ તેથી પણ વધારે લાગે છે. સારાંશ કે ઉંચ અને નીચ બન્નેને બધી બાબતમાં સરખી રીતે મોંઘવારીની અસર થઇ છે અને બધા મૂંગે મોઢે ચુપકીથી સહન કર્યે જાય છે. (૫) મીલ મજુરોને હડતાળોની એવી લત લાગી છે કે મીલ માલીકો મજુરીના દર ન વધારે તો નોટીસ આપ્યા વિના હડતાળ પાડી બેસે છે, જેથી માલીકોને પારાવાર નુકશાન થાય છે. દીવસોના દીવસો સુધી આવી હડતાળો ચાલે છે ત્યારે બીજા બદમાશો તેમનામાં ભળે છે અને નિર્દોષ શહેરીયોની મીલકત પણ લુંટી છે. આનું મુખ્ય કારણ તો જર્મન વિગ્રહ છે. હિન્દુસ્થાનના તમામ વર્ગને અને સમાજોને ઓછી વત્તી અસર કરનાર અશાંતિના મુખ્ય કારણો પૈકીના આ કેટલાંક છે. એક કાળે, જે આ અશાંતિની ઉત્પત્તિ આર્થિક કારણોમાંથી હતી તેણે આજકાલ રાજદ્વારી સ્વરૂપ પકડ્યું છે અને તેના વાવટા તળે ખીલાફત અને સ્વરાજ્યના બે વધુ પ્રશ્નો સંકટ તરીકે જગત્ સન્મુખ આગળ ધરવામાં આવે છે.

સને ૧૯૧૯ માં "સુધારાનો કાયદો" દાખલ થયો. તેની રૂએ સ્વરાજ્ય યાને જવાબદારીવાળું રાજ્યતંત્ર હિંદુસ્થાનને આપવા વચન મળેલ છે. તેના પહેલા હપ્તા તરીકે ધારાસભા અને પ્રાંતિક સભાઓનો વિસ્તાર હાલમાં થયો છે, અને હિંદી મંત્રીઓને Trasferred (પરહસ્તગત) વિષયોનો કાબુ સુપ્રત થયેલ છે. વિનીતાપક્ષને નામે ઓળખાતો એક પક્ષ છે. તેઓએ અમુક વર્ષોને અંતે સ્વરાજ્યના ધ્યેય ઉપર પહોંચાડનાર સાધન તરીકે "Reforms" (સુધારા) નો સ્વીકાર કર્યો છે. ત્યારે એક બીજો કોન્ગ્રેસનો પક્ષ છે તેણે મજકુર રીફોર્મ્સનો બહિષ્કાર કર્યો છે કેમકે તેમના મત પ્રમાણે તે અધુરો છે, અને જબરાઈ, ધમકી, "બોલ્શેવીક" અરાજકતા સુદ્ધાંત યેનકેન પ્રકરેણ વિરોધ કરી સરકાર પાસેથી સંપૂર્ણ સ્વરાજ્ય તેઓ પરાણે લેવા માગે છે. અસહકારની મુખ્ય મુખ્ય કેટલીક ભૂમિઓ નિચે પ્રમાણે છે—

૧ શાળા પાઠશાળાનો ત્યાગ.

૨ વકીલો વિગેરેનો કોર્ટોનો અસહકાર.

૩ સરકારી નોકરી જેવી કે પોલીસ અને લશ્કરી તેનો ત્યાગ.

૪ સરકારને મહેસુલ અને દેણું ન ભરવું.

૫ બેગાર કે વેઠ.



ત્યારપછીનું પગથીયું કાયદાનો સવિનય ભંગ એ જાહેર થયું છે, એટલે કે સવિનય બળવો, જે અસહકારના કાર્યક્રમમાં સૌથી જોખમીમાં જોખમી પગલું છે. અસહકારના દાવાનળનો પ્રચંડ અગ્નિ કઇ દિશામાં હાલ ફુંકે છે તે તમે જાણો છો ? મામલો આમ ને આમ ચાલુ રહે તો મને ભીતિ રહે છે કે પ્રચંડ અગ્નિની જ્વાળા આપણને પણ સપાટામાં લે એમ સંભવ રહે છે. માટે અસહકારની બધી બાજુઓનો પૂરો વિચાર તમારે કરવો જોઇએ અને તે પક્ષના નેતાઓથી દોરાઇ જવું જોઇએ નહિ. દલીલની ખાતર એમ માની લઇએ કે અન્ય સ્થળે આવી હીલચાલની આવશ્યકતા હશે, પણ શાહપરા રાજ્યમાં તેની શી જરૂર છે ? એવાં કયાં દુઃખ દર્દો છે કે જે તમે મને કહી શકતા નથી અને જેનો ઉપાય લેવા હું સમર્થ નથી ? મારા રાજ્યનો મુદ્રાલેખ તમે જાણો છો " प्रजाना मेव पालनम् " એટલે પ્રજાની સંભાળ અને રક્ષણના માટે રાજા પ્રથમતઃ નિર્મિત થયેલ છે. બહારની કાંઇ પણ હીલચાલ વિના મેં પોતે સંખ્યાબંધ લાગા અને કરો કયારનાએ બંધ કરી દીધા છે, તે તમે કયારનાએ જાણો છો અને બને ત્યાં-સુધી દરેક ખાતામાં કરારના ધોરણે નોકરી લેવાનો સિદ્ધાંત મેં લાગુ કરેલ છે. શાહપરામાં કહારોએ કેટલાંય વર્ષો થયાં દારૂ પીવો બંધ કર્યો, તે પગલું મેં ખોટા અર્થમાં લીધેલ નથી. તેમજ અહીં કુંભારોને રાજ્યમાં માટીનાં વાસણો મફત પુરાં પાડવાનો દસ્તુર હતો તે જારી રહેવામાં તેમને આર્થિક રીતે કનડગત કરનારો છે એમ જણાતાં-

વાર કીંમત આપી વાસણો લેવાનો હુકમ મેં બહાર પાડી દીધો. હજામો વિગેરે પરગણાની સવારીમાં અને બીજા તહેવારીક પ્રસંગોમાં વગર મહેનતાણે અગાઉ કામ કરતા હતા પણ મેં હુકમ કરી દીધો છે કે જ્યારે જ્યારે તેમની પાસેથી કામ લેવાય ત્યારે ત્યારે તેમને અવશ્ય રીતે ખોરાક આપવો. જમીનની •મહેસુલને લગતા લેવાતા કેટલાક નાના કંરો પણ મેં બંધ કર્યા છે. મારી જાણ પ્રમાણે હવે કાંઈ પણ મારા અગર મારા નોકરો તરફથી મફત લેવામાં આવતું નથી. જો મ્હારા કોઈ અમલદાર વગરદામે, કાંઇ પણ ચીજ લે અને મારાસુધી તેની ફરીયાદ ન પોંચે તો તે બાબતમાં મારાથી ઇન્સાફ શી રીતે આપી શકાય ?

દીવાની ફોજદારી ઈન્સાફ આપવા માટે મારા રાજ્યમાં કાયદાની અદાલતો છે. તેમના ચુકાદા ઉપરની અપીલો હું જાતે સાંભળું છું અને જોગજોગે મારી નજરમાં ન્યાય ન આવે તો મારી પ્રજા પોલીટીકલ એજંટ સાહેબને, માનવંતા એજન્ટ ટુ—ધ ગવર્નર જનરલ સાહેબને અને નામદાર અલીજાંહ વાઈસરોય સાહેબને અને ચાહે તો એથી ઉપરના સત્તાધિકારીને પહોંચી શકે છે. મારા હુકમો સામે અપીલ કરનારાઓ ઉપર હું કદી ગુસ્સે થયો નથી, તેમ ભવિષ્યમાં પણ કદી બનશે નહિ, કેમકે મારી રૈયત પૈકી કેટલાકે ઉઠાવેલ દુઃખની ફરીયાદના પરિણામ તરીકે કે સ્વ મરજીથી અથવા જ્યારે જ્યારે સરકારી અમલદારોએ પોતાની મને સલાહ આપી છે ત્યારે મને ઘણો ફાયદો થયો છે. મારી રાજ્યકારકીર્દિમાં જે કાંઈ સુધારો તમે જુઓ

છો તે તમામ તેઓની ( પોલીટીકલ અમલદારોની ) નેક સલ્લાહનુંજ ફળ છે. જે રાજ્યતંત્રમાં છુટથી દરેક ફરીયાદ સંભળાય અને જાનમાલની સહીસલામતી સચવાય તે રાજ્યતંત્ર "સ્વરાજ્ય" કહેવાય છે. સ્વરાજ્યનો બીજો કોઇ અર્થ હું કરતો નથી. તો પછી અસહકાર અંગીકાર કરવા શું જરૂર છે તેની મને સમજ પડતી નથી. મારી પાસે આવો અને તમારા મનની વાતો મારી આગળ ખુલ્લા દીલથી બોલો. હું તમારી બધી વ્યાજબી ફરીયાદો લક્ષમાં લઇશ. બ્રીટીશ હીંદુસ્થાનમાં ચાલતી ચળવળનું મૂખાઇભરેલ અનુકરણ કરીને જો તમે જે બાબત ખરી નથી તે ગ્રહણ કરાવવા અને ફરજ પાડવા અગર મારા ઉપર દબાણ કરવા માગતા હશો તો અસહકારના રૂપમાં તે દબાણને ચલાવવામાં આવશે તો હું તેને કદી પત કરનાર નથી. આ મારી તમને બધાને ચેતવણી છે, કેમકે કહેવત છે કે ચેતવણી આપ્યા છતાં અમુક કામ કરે અને ફસાઈ પડે તો સામા માણસને દોષ લાગતો નથી.

દેશની પ્રગતિ પણ મેં વિચારમાં લીધેલ છે અને સરકારની સાથે સહકારથીજ તે સુલભ છે એમ મારો અભિપ્રાય થાય છે. આજે જે જે હકો અને અધિકારો દેશ આજની ઘડીએ ભોગવે છે તે તમામ સરકારની મહેરબાનીથી અને દેશહિતચિંતકોની સ્વદેશાભિમાની સેવાના બદલા તરીકે બક્ષાએલી છે. મારા કથાકાર વ્યાસજી પાસે મેં દેશોત્કર્ષ ઉપર એક કીતાબ લખાવેલ છે જેની અંદર સરકારની કૃપાઓ એજ દેશની પ્રગતિનું મુખ્ય કારણ છે એમ પ્રતિપાદન કર્યું છે. શરૂઆતમાં એક કાવ્ય છે જે નીચે આપું છું.

## છંદ.

૧ "ભારત, માની લે ઉપકાર પ્રિય સરકારનો જય બોલ,"
તુજ હૃદયમાં હતું ઘોરતર અજ્ઞાનનું તુંને ભાન છે ?
શું ભૂતકાળ વિષે તને સ્વાધીનતાનું જ્ઞાન છે ?
આજ તારા હૃદયમાં ગુણ જ્ઞાનનો સંચાર છે,
જોઇ લે પ્રત્યક્ષ એ સરકારનો ઉપકાર છે.
પ્રાચીન અર્વાચીન બેઉ સમયને તું તોલ,
ભારત માની લે ઉપકાર પ્રિય સરકારનો જય બોલ.

૨ શાણી પ્રજાનો ધર્મ છે, ગુણ ગ્રહણ કરવો રાજનો,
આ શાશ્વતી મર્યાદ છે, સંવાદ તે નહિ આજનો.
સ્વાધીન ઇંગ્લીશ જાતનું આ રાજ્ય અતિ સૌભાગ્ય એ,
સ્વાધીનતાથી શૂન્ય રહી દુર્ભાગ્ય બન નહિ દેશરે.
અધિકાર પ્રાપ્તિ ઇચ્છે તો કર રાજ હિત, મન ખોલ,
ભારત માની લે ઉપકાર પ્રિય સરકારનો જય બોલ.

૩ સાચા હૃદયથી સાથ દે, સરકારના સંગ્રામમાં,
બનીને કૃપાળુ પાત્ર લે અધિકાર રહે આરામમાં.
સરકારની પણ ચાહ છે જે બને તૂં સ્વાધીન,
પણ નથી મળતો પ્રેમ પ્રભુનો ભૃત્ય સેવાહીન,
જુઠી ધમાલો છોડી દે તું સત્ય તત્વજ ખોલ,
ભારત માની લે ઉપકાર પ્રિય સરકારનો જય બોલ.

૪ કર્તવ્યથી તું વિમુખ બનમાં કર સમયની પીછાણ,
દક્ષતાથી કામ લે, નિજ લક્ષ્યનું ધર ધ્યાન;
સમય વર્તી ઉન્નતિના કામમાં મન લાગશે,
તો દુઃખ દ્વંદ્વ હઠી જશે, ઉંચી પ્રતિષ્ઠા પામશે.
સુખદાયિની સરકારના ઘરમાં નથી કાંઇ પોલ,
ભારત માની લે ઉપકાર પ્રિય સરકારનો જય બોલ.



આ સહકારના મુખ્ય મુખ્ય અંગોના એટલાં બધાં વિપરીત પરિણામો નિપજવા સંભવ છે કે ગણત્રી ન થઇ શકે પણ તમારી માહીતિ માટે તેના ઉપર સંક્ષેપમાં વિવેચન કરીશ. હું આશા રાખું છું કે ધીરજથી તમે તે સાંભળશો અને આ ચળવળથી તદન નિરાળા રહી તેને પહોંચી વળવામાં મારી સાથે દિલસોજી ધરાવશો. હિંદમાં હમણાં હરકોઇ દિશામાં જે કાંઈ જાગૃતિ ફેલાએલી જોઇએ છીએ, તે બ્રીટીશ સરકારની ઉદાર રાજનીતિને સર્વાંશે આભારી છે, તેમ કહેવામાં જરા પણ વધારે પડતાં વખાણ નથી. એમ ન હોત તો હિંદમાં આટઆટલી શાળા પાઠશાળાઓ, ઇસ્પીતાલો, ધર્માદા દવાખાનાંઓ, પુસ્તકાલયો, વીગેરે જેને લીધે આપણી નજર ખુલ્લી છે અને જેણે સ્વરાજ્ય માગવા આપણને પગભેર થવા સમર્થ કરેલ છે તે બધું હિંદુસ્થાનમાં આપણને દૃષ્ટિગોચર ન હોત. ઇંગ્રેજી રાજ્યમાં કેટલું બધું સુખ છે તે જુઓ. એક બુઢ્ઢી ડોશી પણ આખા હિંદુસ્થાનમાં પોતાની સાથે કોઈ સોબતી લીધા સીવાય રેલ રસ્તે મુસાફરી કરી શકે છે. આવાં માયાળુ ઉદાર રાજ્યની સાથે સહકાર ન કરવો તે કેવળ કૃતઘ્નતાનું કામ છે.

સરકારની સઘળી ચળવળો અને હિલચાલો એક ક્રોધાવિષ્ટ ગાંડા માણસના બરાડા જેવી છે, અને તેનો દાખલો પોતાના કુદરતી જન્મદાતા પિતાને નાકબૂલ કરનાર પુત્ર જેવો છે. આવી વાતચીત જે કોઇ સાંભળે છે તે મનમાં મનમાં હસે છે, કારણકે તે સમજે છે કે ચીડાએલ હૃદ-

યના આ ઉદ્‌ગારો છે. ક્રોધને વશ થવું એ હિંદુ, મુસલમાન, પારસી વીગેરે હરકોઈ ધર્મમાં એક પાપરૂપ ગણાયું છે.

વ્યાજબી કારણથી નારાજ થયેલ માણસને આશ્વાસન આપવું એ રાજાનો ધર્મ છે, વાસ્તે આવા અસંતુષ્ટ જનોને સાંભળી લેવા અમો તૈયાર છીએ; પણ એટલું યાદ રાખજો કે તેમની માગણીઓની દબામણી મારા ઉપર ચાલી શકશે નહિ. આ પ્રશ્નની બધી બાજુ ઉપર વિચાર કરો.

તમામ સુધરેલી કોમોમાં એક રાજ્યકર્ત્તા પુરૂષની આવશ્યક્તા હંમેશાં રહેતી આવેલી છે અને ભવિષ્યમાં પણ રહેશે. તે પુરૂષને ગમે તે નામ આપો—રાજા, બાદશાહ, ખલીફા, નવાબ વીગેરે ગમે તે કહો. નામ ભલે જુદાં પડે તોપણ તેઓની ફરજો અને જવાબદારીઓ પ્રાયશઃ સરખીજ છે. હિંદુસ્થાનમાં ક્ષત્રિયોએ લશ્કરી સેવાનો એટલે પ્રજારક્ષણનો ભાર પોતા ઉપર લીધો છે, અને આ સેવાના બદલામાં પ્રજા પાસેથી તેઓ ગણોત, મહેસુલ, કરો વીગેરે લેતા આવેલ છે. તે તમામ હિન્દી ભાષામાં કરના નામથી ઓળખાય છે. હિન્દુ, મુસલમાન, ખ્રીસ્તિ, યાહુદી સહુ કોઇ રાજાઓ પોતાના નિભાવ અર્થે તથા બહારના હુમલા લાવનાર સામે વસ્તિના સંરક્ષણ માટે, કેળવણી પ્રચાર માટે, અને સામાજીક સુખરૂપ જીવનનાં જરૂરી સાધનો માટે પ્રાચીન સમયથી આવા પ્રકારના કર લેતા આવ્યા છે. વળી કુદરત તરફ આપણે જોઇએ તો આપણને જણાય છે કે તમામ હીલચાલોને, દાખલા તરીકે આપણી શારીરિક રચનાને, નિયમન કરવા માટે ક્રિયાબળની જરૂરીઆત છે. એકજ રચનાનાં અવયવો મસ્તક અને પગ છે, તોપણ આપ-

ણુને જણાય છે કે મસ્તક પોતાનું કામ કરી રહ્યું છે તેની સાથે શરીરનાં બીજાં અવયવોની હીલચાલનું તે પ્રેરક છે. મસ્તકનો જે સંબંધ શરીરનાં બાકીનાં અવયવો સાથે છે તે સંબંધ રાજાને પોતાની રૈયત સાથે છે. એટલે કે તે તેમનું ઉત્તમાંગ છે અને રૈયત બાકીનાં અવયવો છે. અસહકારીઓ કહે છે કે નોકરશાહી સરકાર સામે તેઓની લડત છે, રાજા કે તેમના યુવરાજની જાત સામે નહિ. આમ કહેવું એ એક વાક્છળ છે, કેમકે તેનો એટલોજ અર્થ નિકળે કે રાજ્યતંત્રના અધિષ્ઠાતા તરીકે રાજા બાદશાહની તેમને જરૂરીઆત જ નથી.

અસહકારી એટલી હદ સુધીની સ્વતંત્રતા ચાહે છે, કે રાજા બાદશાહની જરૂર તેમના મનથી નથી.

દરેક વાતનો નિયત સમય હોય છે. પ્રજા એવી સુશિક્ષિત થાય કે રાજા બાદશાહથી આવશ્યકતા મટી જાય તો એવા સંજોગોમાં પણ પ્રજાકીય અધ્યક્ષની જરૂર પડવાની જ. ત્યારે એક રાજ્ય કરનાર સત્તાના અસ્તિત્વનો ઇન્કાર ન જ થઈ શકે. પણ યાદ રાખજો કે હકોની સાથે વ્યાજબી જુમેદારીઓ વળગેલી છે. રાજાને જેમ ફરજો બજાવવાની છે તેમ તેની પ્રજા પણ જવાબદારી અદા કરવાને બંધાએલી છે. રાજા પ્રજાએ પરસ્પરની પોતપોતાની ફરજો અને હકો સમજવાના છે અને વાસ્તવિક કે કલ્પિત ખામીઓ જે જે હોય તે દૂર કરવાની બન્નેની ફરજ છે. રાજાએ પ્રજાની બહુમતિને માન આપવાનું છે. હિંદુ શાસ્ત્રો પ્રમાણે રાજા એ ઇશ્વરનો અંશ મનાય છે તો પછી તમારા હિંદુ ધર્મને

અનુસરવા માગતા હો તો તે આદર્શમાં તમારે ન્યૂનતા રાખવી ન જોઇએ. પોતાની પ્રજાને રાજા બેટા બેટી તરીકે ગણે છે અને તે પ્રજાનું સુખ દુઃખ પોતાનું સુખ દુઃખ માને છે. હિંદના પ્રાચીન ઇતિહાસમાં પુરાવા તરીકે આ સંબંધનાં સંખ્યાબંધ ઉદાહરણો મળી આવે છે. પ્રસ્તુત વિષયને લગતો જગજાહેર દાખલો રાજા શ્રીરામચંદ્રજીનો પ્રજા પ્રતિના વર્તનનો છે. પરંતુ મહાભારતના સમયથી આ સંબંધમાં ફારફેર થયો. પણ આશા રહે છે કે પ્રજાના વર્તનમાં સુધારો થવાથી વધારે સારો સમજવાળો મામલો અસ્તિત્વમાં આવશે. રાજ્ય વિરૂદ્ધ જ્યારે તેમની પ્રજા મંડાય છે ત્યારે તેમને ઘણું અનિષ્ટ ભોગવવું પડે છે. જો પ્રજાને કાંઇ સંગીન લાભ મેળવવા ઇચ્છા હોય તો રાજ્યભક્તિ અને સેવાથી જ તે મેળવી શકે છે, નહિ કે શીરજોરી અને બલાત્કારથી. વળી દબાણ, ધમકી અને જબરાઇથી જે કાંઇ મેળવવામાં આવે છે તે વચ્ચે અને સલુકાઇથી મેળવવામાં આવે છે તે વચ્ચે મોટો તફાવત છે, કેમકે બલાત્કારે જે મળે છે તેમાં કાંઇક એવો ડાઘ રહી જાય છે કે તે હક ઉત્પન્ન કરનાર બલાત્કારના પ્રસંગની સ્મૃતિ તાજી રાખે છે, અને રાજા પ્રજાનાં બન્નેનાં દીલ ખાટાં પડી જાય છે. જે રાજા અને વસ્તિનો પિતા પુત્રનો સંબંધ છે તે આવી બેહુંદી ચાલથી શત્રુવટ પેદા કરનારો નીવડે છે. હું રાજાઓમાં એક નાનો રાજા છું અને મારી પ્રજાની સેવા કરવામાં હું મગરૂખી લઉં છું. બરાબર રીતે જે હકીકત મારા આગળ રજુ કરવામાં આવે તે સાંભળવા હું તૈયાર રહું છું, પણ અસહકારની કુનેહબાજીથી કાંઇ હક કે અધિ-

કાર સંપાદન કરવા ચાહતા હો તો હું તે સાંભળવા તૈયાર નથી. આજ કાલ સંખ્યાબંધ સંસ્થાઓ ઉભી થઇ છે જેની મતલબ દેશી રાજ્યોમાં અશાંતિ જગાડવાની છે. એમનું ચાલતું હોય તો પૃથ્વીની સપાટીમાંથી રાજાઓની હૈયાતિ ભૂસી નાંખવા તેઓ તૈયાર છે. પણ દેશી રાજ્યોના પાયા ઇન્સાફ, ધર્મ અને શક્તિ ઉપર રચાયેલા છે. માટે જો કોઈ માણસો એવા ભ્રમમાં પડે કે દેશી રાજ્યોને સહેલાઇથી ઉંધા વાળી દેવાય તેમ છે તો તે જાગૃત્ સ્વપ્નવત્ છે. બોલવું એ એક બાબત છે પણ કરવું તે તદ્દન બીજી જ બાબત છે. દેશી રજવાડા સામે જ્યારે આવા માણસો બંધારણ વિરૂદ્ધની રાજ્યક્રાન્તિની શરૂઆત કરશે ત્યારે પોતાના ભોગે તેઓ જાણશે કે રાજ્યોનું બળ કાંઇ હજુ ચાલ્યું ગયું નથી, વાસ્તે દીન અજ્ઞાની લોકો જેની ઉપર ઇન્દ્રજાળ ફેલાવે છે તેઓએ તેઓની બદશીખવણીથી ચેતતા રહેવું જોઇએ. અસહકારની એક બાબત એ છે જે ગણોત, મહેસુલ, કરો વીગેરે ન આપવા. રાજા પ્રજાએ ચુંટેલ એક જાતના પ્રજાસેવક છે અને તે જે સેવા કરે છે તેના બદલ પ્રજા તેને કરના આકારમાં દ્રવ્ય આપે છે. વાસ્તે જો તેની વ્યાજબી સેવા બદલ તમે રકમ ન ભરો તો તેને શું ખોટું ન લાગે? અને જે ઉત્તમમાં ઉત્તમ માર્ગ સુઝે તે રીતે શું કર વસુલ ન લે? હિંદુ કે મુસલમાન સઘળા રાજાઓ પ્રજા પાસેથી કર લેતા આવ્યા છે. નોકર ને માલીક વચ્ચે સાફદીલિ હોવી જોઇએ. આવી સ્નેહગાંઠ નથી હોતી ત્યાં સેવક, શત્રુ થઈ ઉભા રહે છે. જો ભાડે રહેનાર ભાડું ઘર ધણીને ન આપે તો ઈન્સાફની અદાલત મારફત વસૂલ કરવા તે

પગલાં નથી લેતો ? આવી પરિસ્થિતિમાં રાજા પોતાનું લેણું વસુલ લેવા માગે તેમાં શું અન્યાય હોઇ શકે ? પરિણામ વિચાર્યા વિના કોઇ પણ પદ્ધતિનું તમારે અનુકરણ ન કરવું. પણ જેમાં ફાયદો હોય તેવો રસ્તો ગૃહણ કરવો. પોષાક ગમે તેટલો કીંમતી અને સુંદર હોય પણ બંધ બેસતો ન સીવ્યો હોય તો કોઈ તેની ખાતર પોતાનું બદન કદી પણ છોલાવી નાંખવાનું પસંદ ન કરે.

નિશાળો અને કોલેજોમાંથી બાળકોને ઉઠાડી લેવાની બીજી ગંભીર ભૂલમાં અસહકારીઓ પડ્યા છે. તેઓ કહે છે કે હાલના પ્રકારની કેળવણી ખામીવાળી છે, કારણ કે તેમાં રાષ્ટ્રીય ભાવનાનો અભાવ છે. આવી સંસ્થાઓમાં કેળવણી પામતાં વિદ્યાર્થીઓમાં માનસિક દાસ્યવૃત્તિ તરી આવે છે અને આ જાતની કેળવણી તેના હાલના રૂપમાં છોકરાઓને દુર્બલ બનાવે છે. એમ કહેવાય છે કે શરીર-નાકૌવત બને છે અને અભ્યાસ પુરો થયો ન હોય તે પહેલાં તેઓની તંદુરસ્તી બીલકૂલ કથળે છે. આ આક્ષેપો ઘણે અંશે બિનપાયાદાર છે. ઉપરની દલીલ જો સાચી માનવામાં આવે તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે ત્યારે આ કહેવાતા આગેવાનોએ ક્યાંથી પોતાની કેળવણી મેળવેલી ? જે નિશાળોને તેઓ ભાંડે છે તેમાંજ તેઓ પણ ભણેલા હતા. જો આ ખોટી દલીલની તપાસ આપણે સંપુર્ણ રીતે કરીએ તો ચોખ્ખું જણાશે, કે પોતે કેળવણી મેળવી લીધી પછી બાકીનાને નિશાળોના લાભમાંથી દૂર રાખી તેમને અજ્ઞાન રાખવા તેઓ હવે ચાહે છે. ઈંગ્લાંડમાં જર્મન વિગ્રહ વખતે નિશાળો અને કોલેજોમાંથી વિદ્યાર્થીઓને

ઉઠાડી લેવામાં આવ્યા હતા પણ તેમ કર્યા વિના છુટકો ન હતો; કારણ કે યુદ્ધની સામગ્રીનાં સાધનો અને લડાયક ઉમરના માણસોની સંખ્યાની ખોટ જણાતી હતી. આ વખતે એવી કાંઇ હિંદુસ્થાનમાં જરૂરીયાત ઉભી થઇ નથી, ત્યારે અસહકારીઓએ તેજ પદ્ધતિ શામાટે ગૃહણ કરવી જોઈએ ? દરેક મીનીટ, દરેક ક્ષણ આ છોકરાઓને અમુલ્ય હતી અને ખાસ કરીને તેઓ પૈકી જે તેમના કોલેજની કારકીર્દિ પૂરી કરવાની અણી ઉપર હતા તેઓ માટે વધારે કીમતી હતી. આવા ભણતા વિદ્યાર્થીઓને બીજી તેવા દરજ્જાની યોગ્ય અને સારી શાળાઓ કે જેમાં તેમને બદલાવી કેળવણી માટે સગવડતા:કરી શકાય તેવી શાળાની ગોઠવણ ન હોવા છતાં ઉઠાડી મુકવા એ કેવળ ટુંકી રાજ્યનીતિનું કામ છે.

અસહકારના કાર્યક્રમને મદદનીશ ઉપાય તરીકે ધારાના હીમાયતીઓ જે વકીલો બારીસ્ટરોના નામથી ઓળખાય છે તેઓ વકીલાતનો ધંધો છોડી દે છે. આ વળી બીજી મૂર્ખાઇ છે. કાયદાની પરીક્ષાઓ પસાર કર્યા પછી આ વકીલ બારીસ્ટરો અમુક હાઇકોર્ટ જેમાં તેઓ વકીલાત કરવાનું પસંદ કરે છે તે હાઇકોર્ટોમાં તેમને સનંદ આપવામાં આવે છે. આ ધંધાના લોકોએ વફાદારીની એક જાતની ગર્ભિત કબુલત આપેલ હોય છે. પહેલે દરજ્જે તો ન્યાયની કોર્ટોને મદદ કરવાને તેઓ નિર્મિત થયેલ છે અને આ એક ધંધાને અંગે રહેલી સભ્યતાનું તેઓ જો પાલન ન કરે તો તેઓ પોતાના ધંધાના ખરા માર્ગથી અવળે રસ્તે ચઢયા કહેવાય. એટલે કે ન્યાયની અદાલતો જેને વફા-

દાર રહેવાની તેમની ફરજ છે તે કોર્ટોનું અપમાન કર્યા બરાબર છે. અમુક અંશે એટલું ખરૂં છે કે દિન પ્રતિદિન લવાદી વધી પડી છે અને તે વળી ખર્ચાળ થતી જાય છે. મુકાબલે ઓછે ખર્ચે પંચાયત લવાદોનો આશ્રય લેવાથી મુકર્દમા અંદર અંદર ઝટ ફેંસલ થઇ જાય. જો પક્ષકારો સંમત હોય તો પંચાયત અદાલતોને માટે કોઇને વાંધો લેવા કારણ નથી. પણ આનો અર્થ એવો નથી થતો કે કોર્ટોની જરૂર રહેતી નથી. કાયદાની અદાલતો આગળ હતી અને ભવિષ્યમાં હમેશાં રહેવાનીજ, કેમકે ખૂન, ડાકાઇટી, ચોરી, લૂંટ વીગેરે ગંભીર ગુન્હાઓનો બાદશાહી અદાલતોમાંજ નીકાલ થઈ શકે. કોર્ટોની જરૂરત કોણ ટાળી શકે? ને જો ન ટાળી શકાય તો બહિષ્કાર શામાટે કરવો? આજકાલ સરકારી અદાલત સન્મુખ માણસો સામે તપાસ ચાલે છે ત્યારે તેઓ આવી કોર્ટની સત્તા અને ન્યાયના સામે વાંધો ઉઠાવે છે, તે વખતે સરકાર પોતાનો મીજાજ સાચવી રાખી આવી અસંબદ્ધ અર્થ વિનાની વાત શાંતિથી સાંભળી રહે છે. આથીજ સરકારનાં ક્ષમાવૃત્તિ અને મોટું મન ઘણે દરજ્જે પૂરવાર થાય છે.

મ્હારા રાજ્યની કોર્ટોમાં આવું કોઇ બોલે તો તેને યોગ્ય નસીયત કરવામાં આવે કારણ કે તે માણુસ જે કોર્ટની હકુમતમાં વસે છે તે કોર્ટોનું અને જે કાયદાથી તે રક્ષિત થાય છે તે કાયદાની વગોવણી કરી ભર અપમાન કરનાર છે, તેને તે ક્ષમાને પાત્ર નથી. હું જીગરથી હાલની સરકારના ક્ષમાભાવની તારીફ કરૂં છું. અસલના વખતમાં નજીવી મુર્ખાઇભરેલા બનાવને માટે મોતની સજા થયાના

પુષ્કળ દાખલાઓ મળી આવે છે. ક્ષમાનો ગુણ તો હાલની અંગ્રેજ પ્રજામાંજ જોવામાં આવે છે. દાખલા તરીકે દિલ્હીમાં કોઇ બદમાશે ઉદાર ખવાસના વાઈસિરોય નામદાર લોર્ડ હાર્ડીંજ સાહેબ ઉપર બંબ ગોળો ફેંકયો, ત્યારે તે ખુનીનું વેર લેવાની વૃત્તિ તેમને ન થઇ અને આ પ્રમાણે મોટું મન રાખી બ્રીટીશ પ્રજા એક દુષ્મન પ્રત્યે પણ કેટલી હદ સુધી દયા ભાવ બતાવી શકે છે તે સિદ્ધ કરી બતાવી બ્રિટીશ પ્રજાનું ગૌરવ ઘણુંજ વધાર્યું. મ્હારી પ્રજાને હું નમ્ર ભાવે કહું છું કે એવાં કૃત્ય ન કરશો કે સખ્ત પગલાં ભરવાની મને લાઈલાજ જરૂર પડે, કેમકે દરેક વાતના હદ હોય છે.

સરકારી નોકરીનો બહિષ્કાર એ અસહકારીઓએ બીજી મોટી ભૂલ કરી છે. હિંદુ શાસ્ત્ર પ્રમાણે સ્વામી સેવક વચ્ચે નિખાલસપણું અને વફાદારી ન હોય તો આવા નોકર એ સાચા સેવક નથી પણ દ્રોહી છે. સેવાનું તત્ત્વ પોતાના માલીકની તરફ શુદ્ધ લાગણી અને ભક્તિભાવ એ છે. જો ચાહે તો નોકરી છોડવી એ નોકરની પોતાની મરજી ઉપર છે પણ ખોટા ખોટા ખ્યાલો, ખોટી આશાઓ, ધમકી અને ડારા બતાવી, નોકરી છોડાવવા સમજૂત આપવી એ ખરી દેશભક્તિ નથી. જેનું લુણ ખાધું હોય તેના તરફ દગલબાજી ન કરવી જોઇએ એમ આપણા શાસ્ત્રનું ફરમાન છે. આ શીખામણ પ્રમાણે વર્તતાં નોકરીનો બહિષ્કાર એ સામાજીક, નૈતિક અને ન્યાયના કાયદાઓ સામેનો ગુન્હો છે. વિપત્તિના સમયે, અથવા માલીકની એવી બારીક વેળા હોય કે સહેલાઇથી નોકરની

જગ્યો પૂરી શકાય નહિ તેવા સમયમાં માલીકનો નોકરે ત્યાગ ન કરવો એ નોકરની ફરજ છે, તેમ સુજ્ઞ લોકો આપણને કહે છે. નોકરના આ બન્ને કૃત્યો નિમકહરામી-માંજ ખપે છે.

બેગાર એ મફત વેઠનું બીજું નામ છે. પાછળના વર્ષોમાં બેશક બેગારનો અમલ કરવામાં જુલમ વધ્યાનું કહેવામાં આવે છે કારણ કે દરેક ચીજ એવી મોંઘી છે કે મફત આપતાં હરકોઇ આદમીને રૂચે નહિ. આ પ્રથા શી રીતે ચાલુ થઈ તે કહેવું મુશ્કેલ છે પણ એક વાત ચોકસ છે કે જ્યારે આ પ્રથા પ્રથમ દાખલ થઈ ત્યારે ચીજ માત્રની એટલી સોંઘારત હતી કે આપતાં કોઇ આંચકો ખાતું નહિ. હિંદુસ્થાનમાં બેગારની પ્રથા દાખલ થવાનું એકજ કારણ સંભવે છે, તે એ કે હિંદુસ્થાનમાં જ્ઞાતિઓ અને પેઢીઓ પુષ્કળ પ્રમાણમાં છે, અને દરેક જ્ઞાતિ અને પેઢી વંશપરંપરાનો પોતપોતાના બાપદાદાનો ધંધો ચલાવે છે. મોચીનો દીકરો મોચી થશે અને તેના બાપનો ધંધો કરશે, ત્યારે યુરોપમાં એક પાદરીનો દીકરો મોચી કે ખાટકી થઇ શકશે. આવા ધંધા પેઢીધર પેઢીના થયેલ હોઇ તે ધંધાને લગતું તમામ કામ અવશ્ય રીતે જે જ્ઞાતિ ધંધો કરે છે તેની પાસેથી લેવાની જરૂર પડે છે. વંશપરંપરાનો ધંધો કરતી આવી સઘળી કોમો બીજી જ્ઞાતિને તેમનો ધંધો કરવા દે નહિ, તેથી જે ધંધાનો ઇજારો તેઓ ભોગવે છે તેને માટે તેમની પાસેથી કાંઇ વળતર અપાવાય છે. બીજા શબ્દોમાં આ વળતર એટલેજ બેગાર, જેની જગ્યાએ ધીમે ધીમે કરારબંધી નોકરી દાખલ થતી જાય છે. જેઓ બેગાર કે વેઠ કરે છે તેમને

અમુક હકો, અલાખાઓ, રોકડ કે દાણાના આકારમાં મળે છે. દાખલા તરીકે બાબર, કુંભાર, ચમાર, ખાટી જેઓ વેઠે કામ કરે છે તેઓને મોસમમાં આ નોકરી બદલ ખેડુતો અને રાજ્ય તરફથી અનાજનો ભાગલાગ મળે છે. આનુંજ નામ મહેનતની રોજી અગર બદલો. આવા લાગા ખાનાર લોકોના ઉપર નોકરી ઉપર બોલાવે ત્યારે હાજર થવાની ફરજ રહેલી છે. કામ માટે માંગણી કર્યા છતાં તેઓ નોકરી ન કરે તો હુકમ સીવાય બીજી શી રીતે આ કામ લેવાય ?

વેઠની પ્રથા સુધરેલા દેશોમાં પણ પ્રચલીત છે, કારણ કે રાજ્ય કારોબારની કામગીરીઓ બરાબર બજવવા માટે તે આવશ્યક છે. દાખલા તરીકે યુરોપમાં જુઓ. ત્યાં ટ્રામવે અને બીજા વ્યાપારી મંડળોને પોતાનું કામ પડતું મેલીને મુકરર થયેલ રકમ લેઇને સરકારી કામ કરવું પડે છે. તેઓ તે કામ કરતાં કશી આનાકાની કરતાં નથી કે બ્હાનાં કાઢતાં નથી. તેમની વેઠ રદ થઈ છે એવું કોઇ કહે એટલે લોકો સાંભળીને રાજી થાય છે પણ સાધારણ અક્કલવાળા લોકો વેઠનું મુળ કારણ સમજે છે અને તે રદ થઇ શકે તેમ નથી તે એમ જાણે છે.

મુસલમાન અસહકારીઓ પોતાના જાતી ભઈઓને સમજાવે છે કે મુસલમાનભાઇઓ સામા મુસલમાને ન લડવું જોઇએ અને કુરાને શરીફમાંથી તે મતલબના ફકરાઓનો આધાર આપે છે. કોઈ સારો ધર્મ પોતાના અનુયાયીઓને બોધ કરતો નથી કે પોતાના સહધર્મીઓને મારી નાંખવા, ભલે તે હિંદુ, મુસલમાન કે ખ્રીસ્તી ધર્મ હોય. અમે જાણીએ

છીએ તે પ્રમાણે આવા ફતવા ઉપર વધુ પડતું વજન મુકાય છે કારણ કે જ્યારે તુર્કીને રૂશીયાની વચ્ચે વિગ્રહ ચાલતો હતો ત્યારે આવા ફતવાનો કયાંઇ આધાર દેવાતો નહતો. આ અગાઉ પણ શું મુસલમાન મુસલમાન સામે લડયા નથી? શું શીયા તેમના સુની ભાઈઓ સામે લડયા નથી? શું તેઓ અત્યારે પણ નથી લડતા? ઇતિહાસ આપણને કહે છે કે હિંદુ રાજાઓની નોકરી કરતાં મુસલામાનો સામાવાળા મુસલમાન રાજાની નોકરી કરતાં મુસલમાન સામે લડેલ છે અને જીવ લીધા છે. એવે ટાણે કુરાનની "આયાતો" કયાં ગઇ હતી?

ખિલાફતના પડદા નિચે અસહકારની ખાતર કુરાનની "આયાતો" નો ખોટો અર્થ કરી અજ્ઞાન મુસલમાનોને શામાટે ગેરસમજૂત આપવામાં આવે છે? સુલેહના કોલકરારમાં કાંઈ વાંધા વિના ટર્કીએ પોતાની સહી આપી તેથી તે શું ખરા મુસલમાન નથી? શું તેમનામાં ધાર્મીક અમે સ્વદેશાભિમાનની લાગણીની ખામી છે? ખરી વાત તો એ છે કે સમજવાળા લોકો ખોટાં ખોટાં બ્હાનાં આગળ ધરતાં નથી. મુસલમાનો ધર્મના ક્ષેત્રો, અદ્યાપિ મુસલમાન રાજાઓના સંરક્ષણ અને સંભાળ તળે છે; તો પછી ખિલાફતને નામે હિંદુસ્થાનના મુસલમાનોએ શરૂ કરેલ આ ચળવળનું શું કારણ છે? હકીકતનો પુરો અર્થ સમજ્યા વિના, મારી મુસ્લીમ પ્રજાને ધાર્મિક ઝનુન નહિ ઉશ્કેરવાની હું ચેતવણી આપું છું. ગુસ્સાની સ્થિતિમાં, જેથી દીલ વિંધાઇ જાય છે તે કદી ભુલાતું નથી. ભાડાના મકાનમાં તમારે રહેવું હોય તો ઘરધણીને તમારે હમેશાં ખુશી રાખવો જોઇએ. આ સિદ્ધાંતના સામે વર્તન કરવું

તે ઈશ્વર અને મનુષ્ય બન્નેનો અપરાધ થાય છે. પ્રપંચી લોકોની જાળમાં ફસાશો નહીં.

આ પત્રીકામાં ચર્ચાએલી અમુક બાબતો જે માણસોને ગોઠતી ન આવતી હોય તેમની સામે અમારે કશી તકરાર નથી. કોઈ પણ જાતનું "Picketting" (જબરદસ્તિ) અમને પસંદ નથી. જો લોકો દારૂ પીવાનું અને અફીણ ગાંજો વીગેરે ખાવાનુ ખુશીથી બંધ કરે તો ભલે, તેઓ તેમ કરે. અમે તેથી તેમના ઉપર નારાજ નથી. પણ ચોકસ, જ્યારે દુકાનો ઉપર ચોકી પહેરો થાય છે અને લોકોને દારૂ નથી લેવા દેવામાં આવતો અથવા શીશા ઘેર લેઈ જતાં રસ્તામાં ફોડી નાંખવામાં આવે છે તો આ કામો બેશક અમે પસંદ કરતા નથી. એક આદમીનો દાખલો લ્યો. જેને વીશ વર્ષની ઉમ્મરે દારૂની ટેવ પડી અને સાઠ વર્ષ સુધી તે વ્યસન ચાલૂ રહ્યું, તે વખતે જો તે ટેવ મૂકી દેવા, જબરદસ્તી અખત્યાર કરવામાં આવે તો ચાળીશ વર્ષના લાંબા ગાળાની ટેવમાંથી તદ્દન એકાએક બળાત્કારથી અળગા થવાનું તેને અતિશય કઠણ અને દુઃખદાયક ન લાગે શું?

ગિરદીમાં બનેલા બનાવો નામર્દ અને અધમજ કહેવાય. તે વખતે, સબ-ઈન્સ્પેકટર, બ્હીકને લીધે, અમુક મકાનમાં ગયો અને બૈરીનાં કપડાંમાં વેશ બદલાવી છૂપાયો હતો તેમાંથી તેને પકડ્યો અને ગ્યાસતેલ રેડી તેને બાળી દીધો. તા. ૪ થી ફેબ્રુઆરી ૧૯૨૨ ના "ચૌરીચોરા" ના તાજેતરના શોકજનક બનાવે અસહકારી અને સહકારી બન્નેની સઘળી ગણત્રીઓ ઉથલાવી પાડી છે. તે વખતે અહિંસાત્મક અસહકારના નામે કમકમાટી ઉપજાવે તેવા અત્યાચારો અને ઘાતકી ખૂનોની સિતમ

પોલીસ ઉપર ગુજારવામાં આવી. ખરેખર, પ્રજામત એવો છે કે આ દુઃખદાયક બનાવ 'નાનકાના'ના શોકજનક અત્યાચારોને ટપી ગયો છે. કલ્પિત વાતો કે જૂનાં પુસ્તકોમાં આપણે વાંચીયે છીયે કે અમુક માણસને જીવતો ને જીવતો ગઢમાં દાટી દીધો, અમુક માણસની જીવતાં ચામડી ઉતારી લઈ ઘાસ ભર્યું, અથવા અમુક માણસને તોફાની કૂતરા કે જંગલી પ્રાણી પાસે કરડાવી મારી નાંખ્યો; આવી આવી વાતો પણ હમણાના હત્યાકાંડોને મુકાબલે ફીક્કી પડે છે.

કેવા ભયંકર દેખાવ તે હોવા જોઈયે? એક પછી એક અંગ કાપી કાપીને અગર ધરાઈ ધરાઇને નાશકારક હથીયારના માર મારીને, મરજીમાં આવે તેમ માણસને મારી નાંખવામાં આવે:તે નિર્દય દેખાવની કલ્પનાજ થઇ શકે–તેનું વર્ણન કરવું મુશ્કેલીભરેલું છે. એક બકરીને પણ આ પ્રમાણે કાપવામાં આવે તો માણસ તેનો દેખાવ સહન કરી ન શકે. પોતાના મનુષ્ય બંધુના તેવી રીતે કરવામાં આવતાં ખૂનનો ભયંકર દેખાવ જોવાની કોની છાતી ચાલે? આવાં હત્યાચારનાં સ્થળોથી દૂર રહેનારને કલ્પના કરવી પણ શક્ય નથી કે ભયંકર ખૂનો જે વાંચતાં રૂંવાડાં ઉભાં થાય છે તેવા અત્યાચારો કરવા તે માણસો કેમ હિમ્મત ચલાવી શક્યા હશે? તેઓ મનુષ્ય તરીકે કહેવરાવવાને લાયક નથી, તેઓ માનવ રાક્ષસોજ કહેવાય.

ચોરીચોરાના કરૂણ બનાવોમાં હિન્દુ મુસલ્માનો બન્ને સામેલ હતા અને એક બીજાને હાથે કપાઇ મૂઆ હતા. મુસલ્માનોના 'આયાતો' જેની તેઓ આટલી ધમાલ કરી મૂકે છે, તે વખતે, તે ક્યાં ગઇ હતી? તેમજ, જે માણસ મોઢે તરણુ લઇને શરણે આવે તેનું રક્ષણ કરવાનું હિન્દુ ધર્મનું ફરમાન ક્યાં ગયું?

આવાં કૃત્યો કર્યા પછી જો અસહકારીઓ અહિંસાત્મક અસહકાર કર્યાનો ફાંકો રાખે તો તેઓ સમાજ ઉપર શાપરૂપ છે. કરૂણાજનક, દારૂણ વધો અને શાંતિયુક્ત ઠંડો વિરોધ, તેમાં મળતાપણું શી રીતે હોઇ શકે ? તમારી જાતે વિચારો અને એવા કહેવાતા અહિંસાત્મક અસહકારીઓથી અળગા રહો એવી મ્હારી તમને સલાહ છે. આ અસહકારનાં આ કૃત્યોને ખુલ્લો બળવો—યા વધારે યોગ્ય રીતે કહું તો "Guerilla war" ગોરીલા લડાઈ સમાન છે. જે માણસો દેશભક્તો તરીકે પોતાને ઓળખાવે છે તે લોકોના ડહાપણના છેલ્લા બિન્દુમાં પણ આવાં સાહસિક કૃત્યો ઘટાડો બતાવે છે.

ખાદી પહેરવા જેની મરજી હોય તે ભલે દરેક રીતે પહેરે, પણ ત્યાં પણ 'picketting' (જબરદસ્તી) નો આશ્રય લેવામાં આવે અને દિલપસંદ કપડાં ખરીદતાં અટકાવવાના ઉપાયો વાપરવામાં આવે ત્યારે અમે તે બાબતને બીલકુલ પસંદ કરતા નથી. તેજ પ્રમાણે, અજ્ઞાની લોકોને જ્ઞાતિ બહિષ્કારની બ્હીક દેખાડી, તેમનું પરદેશી કાપડ બાળી નાંખવાનું અગર તેનો બહિષ્કાર કરવાનું કહેવામાં આવે તો તે પણ ખોટું. અસહકારી જાહેર કરે છે કે હિન્દની મીલોમાં બનેલું કાપડ પહેરવું એ પાપ છે અને હાથે વણેલું કાપડ પહેરવું એ પુણ્ય છે તો તેઓ વધુ પડતી હદની બ્હાર જાય છે.

મ્હારી માન્યતા પ્રમાણે આ તફાવતમાં કાંઇ વજુદ નથી. જો આ અસહકારીઓ એવા સંચાઓ શોધી કાઢે કે જે એકલા પવનથીજ ચાલે ને તે બને તેટલું સોંઘું અને મુકાબલે ટુંક વખતમાં કાપડ બનાવી શકે તો મગરૂળી લેવા જેવી કાંઇક બાબત થાય. ચાલુ પરિસ્થિતિમાં તો

અસહકારીઓનું સાહસ હાસ્યાસ્પદ છે. 'એરોપ્લેન' 'મશીનગન' વિગેરેથી સજ્જ દુશ્મનની સાથે એક જામગરીવાળી બંદૂક, તીરકામઠાં વિગેરે સાધનથી લડવા નીકળનાર માણસના જેવું આ જણાય છે. અત્યારે અમને તો એકજ ઈલાજ સૂઝે છે તે એ કે 'પ્લેગ'માં જેમ દરદીઓને ઈલાયદા રાખવાનું સલાહકારક ગણાતું તેમ આ લોકોના પણ સંગથી દૂર રહેવું. અસહકારની મરકીથી તમારા ભાઈઓને દૂર રાખજો. આપણો સંબંધ, અગ્નિ ને ધૂમાડા જેવો જૂદા ન પાડી શકાય તેવા પ્રકારનો છે, એમ જોઈને લાગણી થવાથી, ઉપરની આ સલાહ મ્હેં આપી છે. એક બીજાથી આપણે જૂદા પડી શકીએ તેમ નથી. જો કોઈ પણ માણસ તમને મ્હારી શિખામણનો અનાદર કરવા ખોટી રીતે લલચાવશે તો આડે રસ્તે ચાલનાર મ્હારા પુત્રને જેમ સન્માર્ગે હું ચડાવું તેવીજ રીતે તમને સદ્‌વર્ત્તનની ખરી પદ્ધતિ ઉપર લાવીશ.

હે ભારત ! આ સમયથી બીજો કયો સારો સમય તને મળશે ? હાલ પ્રજાસત્તાક, અને વ્યક્તિગત તત્વયુક્ત રાજ્યતંત્રનો લ્હાવો લેવાનું સુભાગ્ય ત્હને પ્રાપ્ત છે. ત્હારૂં સમગ્ર શરીર, દયાળુ, ઉદાર, બ્રિટીશ છત્ર નીચે, સુરક્ષિત છે. ત્હારા તનુજો, સુખ અને આરામમાં રહો, વિદ્વાન, નિરોગી અને સંપત્તિવાન્ થાઓ ! શાહપુરાના નગરવાસીઓ ! આ મનોરથ સિદ્ધ કરવાના ઉપાયો તમારી પાસે અત્યારે મોજૂદ છે. જો તમારા પુત્રો, રાજ્યનિષ્ઠ, કૃતકૃત્ય અને કૃતજ્ઞ થાય એમ તમે ઇચ્છા રાખતા હો અને બ્રિટિશ સરકારની ખાતર કુરબાની કરવા તત્પર રહો તો સદ્દહુ ઉપાયનો સહુથી સારો ઉપયોગ કરજો.

